કેળવણી ખાતા તરફથી ઇનામ માટે મંજુર થએલ છે.

# વનવાસિની.

લેખક,

કૃપાશંકર દોલતરામ ત્રવાડી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

રતનપોળના નાકે, અમદાવાદ.



અમદાવાદ—ખમાસાને ચકલે ધી નટવર પ્રીન્ટીંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

કીંમત એક આનો.

# વનવાસિની.

## પ્રકરણ ૧ લું.

એક પૂનેમને દિવસે રાત ઘણી ગઇ છે. પ્રાણી માત્ર ઉંઘ્યાં છે, આકાશમાં પૂર્ણચંદ્ર ઉગ્યાથી ચંદની ખીલી રહી છે, પૃથ્વી તેજોમય બની છે, પવન ધીમો ધીમો વાય છે તેથી ઝાડનાં પાંદડાં તથા ફૂલ હાલ હાલાડોલ કરી રહ્યાં છે, તથા તેમાંનાં કેટલાંક જાણે હિંચકા ખાતાં થાકી ગયાં હોય તેમ ભોંયપર પડે છે, અને ઝર ઝર અવાજ કરી વહેતી નદીના નિર્મળ પાણીપર ચંદ્રમાનુ અજવાળું પથરાયાથી જાણે સ્ફટિક મણિનો ચકચકતો રસ વહેતો હોય એમ લાગે છે. તે વખતે એક જુવાન માણુસ ઉતરી ગયેલે ચહેરે નદીને કિનારે બેઠો છે. કુદરતની આવી રળિઆમણી શોભા છતાં તે જુવાનની નજર તેના તરફ ખેંચાતી હતી. પણુ જાણે કોઇ જોગીરાજ ધ્યાન ધરવા બેઠો હોય તેવી રીતે એકચિત્ત થઇને તે કંઇ વિચાર કરે છે, અને વચ્ચે વચ્ચે એક એક ભારે નિસાસો (નિશ્વાસ) નાંખતો જાય છે. દિલગીરીનાં તમામ ચિન્હ એના ચહેરાપર ખુલ્લી રીતે દેખાય છે.

એ જુવાનની પુંઠ પાછળ એક ગાઢું વન હતું. તે વનમાંથી એક નવા ખીલેલા ગુલાબના ફૂલના જેવી કોમળ અને સુંદર પણુ ઘણી ગભરાયલી સ્ત્રી તેજ વખતે નીકળી આવી અને આંખો ફાટી રાખીને ચારે બાજુએ જોવા લાગી. તેવામાં એકદમ તેની નજર એ જુવાનપર પડયાથી જાણે મડદામાં પાછો જીવ આવ્યો હોય તેમ તેનો ગભરાટ સમી ગયો. પછી તે ધીરે ધીરે ચાલીને જુવાનની પછવાડે આવી ઉભી રહી, પણુ તે જુવાન પોતાના વિચારમાં મગ્ન-

ગુલ થયેલો હતો તેથી તેણે તેને દીઠી નહિ. પછી પાછળ ઉભે ઉભે તે સ્ત્રી તે જુવાનના મનની ઉંડી દિલગિરી ઝટ જાણી ગઇ અને તેથી તે પોતે પણ દિલગિર થઇને તેના એક પાસે બેશી ગઇ. આ વખતે તે જુવાનની નજર તેનાપર પડી; તેથી તે તેને કંઇક કહેવાનું કરતો હતો, એટલામાં સ્ત્રીએ પોતાનો હાથ તેના હાથપર મૂકીને ગભરાટથી તેને પૂછ્યું કે–" આ શું ! આટલી મોડી રાતે અહીં કેમ આવ્યા છો ? કાંઇ તબીયત તો બગડી નથી ?"

આ પૂછવાનો કશો જવાબ નહિ આપતાં તે જુવાન તે પ્રેમાળ પ્રતિમાં જેવી સુંદરીના મુખરૂપી ચંદ્રમા તરફજ જોઇ રહ્યો તેથી તે બાઇએ ફરીથી તેને પૂછ્યું–" કેમ કંઇ બોલતા નથી ? શું તમને મારાપર કંઇ ગુસ્સો ચ્હડયો છે ? આ વખતે તે જુવાનનું ઉતરી ગયેલું મ્હો જરા હસતું લાગ્યું પછી તે સુંદરીને પોતાની અડોઅડ બેસાડીને સ્નેહપૂર્વક તેણે કહ્યું–" શોભના ! તું શું એવી છે કે તારા ઉપર ગુસ્સો ચ્હડે ? મને એક સ્વપ્નું આવ્યું તેમાં જોયેલા દેખાવથી મારૂં મન ચંચળ થયાને લીધે તને જગાડયા વિનાજ આ તરફ ચાલી આવ્યોછું." તે સાંભળીને આતુરતાથી શોભનાએ તેને પૂછ્યું "સ્વપ્નમાં તમે એવું શું જોયું કે જેથી એકદમ એ પ્રમાણે થઇ આવ્યું ?" તેને આમ આતુર બનેલી જોઇને તે જુવાન કહેવા લાગ્યો કે–" સ્વપ્નમાં મેં એક મોટું તળાવ જોયું તે તળાવમાં હજારો મોટાં મોટાં કમળ ખીલી રહ્યાં હતાં; તેમાંના એક કમળ ઉપર મા પલાંઠી વાળીને બેઠી હતી. તળાવના પાણીની લેહેરોને લીધે જેમ જેમ કમળ હાલતાં તેમ તેમ માના પગ હાલતા હતા આ દેખાવ જોઇને હું ગાંડો ઘેલો થઇ ગયો. અને માના ખોળામાં બેસવા જવા માટે ડાગળીછંદની પેઠે કંઇ પણ વિચાર કર્યા વિના એકદમ કુદીને તળાવમાં પડી માને પકડી પાડવા

માટે પાણીમાં આમ તેમ ઘુમવા લાગ્યો. મને એમ બાથોડિયાં મારતો જોઇને માને હસવું આવ્યું. તેથી ખોટું લગાડીને હુ રડી પડયો. મને એમ રડીને દુઃખી થતો જોઇ દયાળુ માનું મન પીગળ્યું; તેથી તેણે મધુર સ્વરથી મને કહ્યું. "બેટા! શા માટે આમ દુઃખી થાય છે? આજ તું મારા ખોળામાં આવી બેશી શકીશ નહિ." તે સાંભળીને મારૂં કાળજુ કપાઇ જવા જેવું થયાથી ગરીબ થઇને મેં તેને કહ્યું–'મા! આજ પાંચ વર્ષ પછી હું તમારૂં મ્હોં જોવા પામ્યો છું તેથી હવે તમને છોડનાર નથી, પણ તમારા પગ નીચે પડી રહીશ.' તો પણ તેણે હસીને કહ્યું–'બેટા! કોઇપણ રીતે આજ તું મારી પાસે આવી શકીશ નહિ. પણ થોડાજ દિવસમાં હું આવીને તને મારા ખોળામાં લેઇશ. આટલી વાત કરીને તે એકદમ ક્યાં અંતર્ધ્યાન થઈ ગઇ તે કંઇ મારા જાણવામાં આવ્યું નહિ. એટલામાં મારી આંખ ઉઘડી ગઇ, અને જોયું તો ના મળે તળાવ કે ના મળે મા; તેથી મારો જીવ બહુ ખાટો થઇ જવાને લીધે એકદમ ઘરમાંથી બહાર નીકળીને અહીં આવી બેઠો છું અને એ સ્વપ્ના સંબંધીજ વિચાર કર્યા કરૂંછું."

હિરાલાલના સ્વપ્નાની વાત સાંભળીને શોભનાના મનને ઘણું દુઃખ લાગ્યું, તેથી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે જોઇને હિરાલાલે પ્રેમ દેખાડીને તેની આંખો લોહી નાખી તે પછી કેટલીક વારસુધી બંને જણ છાનાંમાનાં બેશી રહ્યાં, પછી હિરાલાલે શોભનાનો હાથ પકડીને તેને પૂછ્યું–" શોભના! શા માટે તું રડતી હતી! તેં તો માને હમેશાં સુખ દીધું છે. તારી ચાકરીથી અને કોશિશથી તો તે ઘણા સુખમાં રહેતી હતી. મરણ પથારીએ સૂતાં સૂતાં પણ તેણે મને કહ્યું હતું કે–હિરા! શોભના આપણા ઘરની લક્ષ્મી છે. તેણે હમેશાં એક સરખા ઉમંગથી અને પૂજ્યબુદ્ધિથી મારી ચાકરી કરી છે. દીકરી નહિ હોવાથી હું મારા મનમાં ઓછું આણતી હતી

અને ઘડપણમાં મારી બરદાસ્ત કોણ કરશે એવી ફિકર કર્યા કરતી હતી; પરંતુ શોભનાના આવ્યાથી મારાં સર્વ દુઃખ દૂર થઇ ગયાં છે.—માએ તારા માટે આ પ્રમાણે સારો ભાવ જણાવ્યાથી તે વખતે મારા હૃદયમાં અમૃતની નદી વહેતી હોય એમ મને લાગ્યું હતું." આ હકીકત સાંભળતાં સાંભળતાં શોભનાની આંખોમાંથી એટલાં બધાં આંસુ પડતાં હતાં કે તેથી હિરાલાલનો હાથ ભીંજાઇ ગયો હતો, એટલુંજ નહિ, પણ હિરાલાલની છાતીપર પણ તેનાં આંસુ પડયાં હતાં હિરાલાલ—શોભનાનો રસીલો સ્વામી, પોતાના હાથવતી તેની આંખોમાંનાં આંસુ લૂછવા લાગ્યો.

પછી ધીરે ધીરે શોભનાએ પોતાના મનનો વેગ સમાવ્યો અને ધીરે ધીરે તે રસીલાં (સહૃદય) ધણીધણીઆણી પાછાં વાતચીત કરવા લાગ્યાં. રહેતે રહેતે હસવાનું અને પરસ્પર પ્રેમભાવ દેખાડવાનું પણ શરૂ થયું તે વખતે બંને જણ વિચાર કરવા લાગ્યાં કે, આ મ્હો જોયાથી શું હવે મનમાં જરાએ દુઃખ રહેછે?

અરે હિરાલાલ! અરે શોભના! ભવિષ્યના ગર્ભમાં એવો એક દિવસ છે કે જે દહાડે આજનો બનાવ અને આજનો વખત સ્વપ્ન બરાબર જણાશે.



## પ્રકરણ ૨ જું.

તે પૂનેમ ગઈ છે અને આજ અમાસની રાત છે. અંધારાથી પૃથ્વી છવાઇ ગઇ છે. લાખો તારા આકાશમાં ખીલી રહ્યા છે, પરંતુ એક કાળું વાદળું આવીને તે તારાઓનાં મ્હોં ઢાંકી દેઇ અંધારાનું જોર વધારે છે. તારાઓની પેઠે લાખો આગિયા કીડા ઝાડોમાં આમ તેમ ફરે છે, તેઓનો ચળકાટ એકદમ ચળકીને પાછો બંધ થઇ જાય છે. જે વખતથી આ પ્રકરણની હકીકતનો આરંભ કરીએ છીએ તે વખતે એક પ્હોર રાત ગઇ છે.

હિરાલાલ પોતાની જંગલમાંની શણગારેલી સ્વચ્છ ઝુંપડીમાં સ્વચ્છ બિછાનાપર સૂતો સૂતો વર્તમાનપત્ર વાંચે છે. પ્રેમની મૂર્તિ જેવી શોભના તેની પાસે બેસીને સાંભળે છે ·અને ધીરે ધીરે સ્વામીના શરીર ઉપર પોતાનો કોમળ હાથ હરખભેર ફેરવે છે. એ આનંદી ધણીધણીઆણીને એ આનંદ ભોગવતાં રહેવા દઇ, આ પ્રસંગે હિરાલાલની પહેલાંની થોડીક ઓળખાણ આપીએ છિએ.

હિરાલાલનો બાપ એકંદરે ધનવાન હતો. પરંતુ નસીબ જોગે ઘણા માણસોના સંબંધમાં જેમ બને છે તેમ તેના સંબંધમાં પણ બન્યું હતું. મતલબ કે સરકારમાં દાવા લઢવામાં તેનું તમામ ધન જતું રહ્યું હતું. તે વખતે હિરાલાલની ઉમ્મર અઢાર વર્ષની હતી, અને તે પહેલાં તેનાં લગ્ન થઈ ગયાં હતાં. અત્યારે તો કોલેજમાં (પાઠશાળામાં) ભણતો હતો પરંતુ ગરિબાઇમાં આવી પડ્યાથી અને તેને લીધે બાપના કહેવાથી તેને અભ્યાસ કરવાનું છોડી દેવું પડયું, પછી થોડા દિવસમાં તેનો બાપ મરણ પામ્યો, અને તેજ અરસામાં અગ્નિકોપ (ભયંકર આગ) થયાથી તેનું ઘરબાર વગેરે તમામ બળીને રાખ થઇ ગયું. આથી તે છેક લાચાર બની ગયો. એવી દરિદ્રતાની હાલતમાં સ્નેહી સંબંધીઓ અને ઓળખાણ પિછાણવાળા માણસો ભેગું રહેવાનું તેને મુસ્કિલ લાગ્યું, તેથી મા અને સ્ત્રીને લેઇને વનમાં ઝુંપડું બાંધીને ત્યાં રહેવા લાગ્યો. પછી કેટલાક દિવસ કેડે તેની મા પણ મરી ગઇ.

હમણાં હિરાલાલની તમામ માલ મિલ્કતમાં માત્ર એકલી શોભનાજ છે, શોભનાજ તેની પાસે શીખનારી શિષ્યા (વિદ્યાર્થીણી) છે, રસોઇ કરનારી દાસી છે, જીંદગીનું અમૂલ્ય રત્ન છે, કાળજાની કોર અને હૈયાનો હાર છે. તથા પ્રીતિ કરવાની વસ્તુ છે. ટૂંકામાં તેનું જે કહો તે શોભનાજ છે. શોભના વિના તેનું મન, ઝુંપડું

વગેરે કોઈ પણ સ્થળ ખાલી નથી. જ્યાં જુઓ ત્યાં શોભનાજ શોભના!

હમણાં હિરાલાલની ઉમ્મર અઠયાત્રીશ વરસની હતી અને શોભના તેનાથી સાત વર્ષે નાની હતી. હિરાલાલ ધર્મી, દયાળુ, સારા કામમાં સાહસ કરનારો અને જે કામ કરવાની તેની ફરજ છે એમ તેને સમજાય તે કામ બરાબર તન દેઇને કરનારો હતો. આજકાલના ઘણા જુવાનોનાં અંતઃકરણ દયા ધર્મની ખરી લાગણી વગરનાં પત્થર જેવાં થયેલાં જોવામાં આવે છે તેવું હિરાલાલનું અંતઃકરણ નહોતું. હવે વાંચનારાઓને અમારે કહેવાની જરૂર રહેશે નહિ કે આ વનવાસિની (વનમાં રહેનારી) શોભના દરિદ્રતામાં પણ અપાર સુખ અને સૌભાગ્યની ધણીઆણી (માલિક) હતી.

પાછળ જણાવી ગયા છિયે કે—હિરાલાલ ઝુંપડીની અંદર બિછાનાપર સૂતો સૂતો વર્તમાનપત્ર વાંચતો હતો અને શોભના તેની પાસે બેસીને સાંભળતી હતી. એવામાં દૂરથી કંઈ અવાજ સંભળાયો; તેથી હિરાલાલ વાંચતાં વાંચતાં એકદમ અટકી ગયો અને શોભના પણ કાન માંડીને સાંભળવા લાગી. બને સમજ્યાં કે એ અવાજ કોઇ નાના છોકરાનો છે અને બીકથી ધ્રૂજતો ધ્રૂજતો તે બૂમો પાડે છે. આથી એકદમ ચમકીને હિરાલાલ શોભનાના સામું જોઇને બોલ્યો-'આ શું! પેલી તરફથી આવતો અવાજ એકદમ બંધ કેમ થઇ ગયો!!' વળી પાછો મ્હો દબાવી રાખ્યાથી માણસ જેમ બોબડું તોતડું અને ગેંગેં ફેંફેં બોલે તેવો અવાજ સંભળાવા લાગ્યો. તેથી હિરાલાલે જલદીથી પોતાની પ્રિયાને પૂછ્યું—"શોભના? એ શું છે તે હું જોઇ આવું વારૂં?" તે સાંભળીને શોભના એકદમ ઉઠી અને ઝુંપડીના ખૂણામાં હથિઆર હતું તે લાવી હિરાલાલના હાથમાં આપીને બોલી-" ચાલો જઇએ"

હિરાલાલે પૂછ્યું–"શું તું પણ આવે છે?"

શોભનાએ કહ્યું–"આવા અંધારામાં અને આફતમાં તમે એકલા જાઓ તે હું જીવતી છતાં શી રીતે જોઈ રહું ?"

આમ વાતો કરીને બંને ઝુંપડીમાંથી બહાર નીકળ્યાં. હિરાલાલના હાથમાં હથિયાર છે અને શોભનાના હાથમાં દીવો છે. આવે વેશે તે બંને જણાં આગળ પાછળ ચાલતાં જેણી તરફથી અવાજ આવતો હતો તેણી તરફ ઝપાટાબંધ ચાલ્યાં.

## પ્રકરણ ૩ જું.

વનમાં જઇને જે દેખાવ જોયો તથા કોમળ હૃદયની શોભનાની વાત તો બાજુએ રહી, પણ હિરાલાલનું એ આખું શરીર થર થર કાંપવા લાગ્યું. પાંચ છ વરસની ઉમરના એક ઘણાજ ખૂબસુરત છોકરાને એક બિહામણા રાક્ષસ જેવો માણસ જકડીને બાંધે છે એ છોકરાના શરીરપર ઘણાં કીમતી લૂગડાં અને ઘરેણાં શોભતાં હતાં. પેલા પાપી માણસે તેને એવી રીતે પકડયો હતો કે તેનાથી હાલી ચાલી કે બોલી શકાતું નહોતું તરતજ હિરાલાલ હથિયાર ઉગામી કૂદકો મારી ને તે પાપીનાપર ધસી ગયો આમ અણધારેલી રીતે ધસારો થવાથી પેલો ચંડાળ પણ પોતે પકડેલા છોકરાને પડયો મુકીને પોતાનો બચાવ કરવા તૈયાર થઇ ગયો. પછી હિરાલાલ અને તેની વચ્ચે મારા મારી થવા લાગી. એક બીજાને મારવા અને પાછા હઠાવવામાં તેમનું તમામ ધ્યાન રોકાએલું હતું તે વખતે ખરેખરો લાગ જોયાથી, શોભના પેલા જકડી બાંધેલા છોકરાને ઉપાડી બાથમાં ઘાલીને પોતાની ઝુંપડી તરફ દોડી ગઇ. ઝુંપડીમાં ગયા પછી તેણે છોકરાને બિછાનાપર મૂકયો અને તેના બંધ છોડી નાંખ્યા. બીકથી તે બાળક છેક બેભાન થઇ ગયેલો હતો તેથી

શોભનાએ તેના મ્હોપર ઠંડું પાણી છાંટયું. તથા લૂગડાના છેડાવતી પવન નાંખવા માંડયો. એમ કર્યાથી જરા વારમાં તે છોકરો કંઇક સાવચેત થયો અને તેણે આંખો ઉઘાડીને શોભનાના મ્હો સામું જોયું. પછી તરતજ, ગમે તો શોભનાની ઘણી ખૂબસુરતીથી ખુશી થઇને અથવા તો તેણીના મ્હોપર દેખાઇ આવતો અકપટ સ્નેહભાવ સ્વાભાવિક રીતેજ સમજી જઇને, પોતાની માની પેઠે તેને ગળે વળગી પડયો. શોભના તેને ઝુંપડીમાં મૂકીને પોતે પાછી હિરાલાલની પાસે જવાને ઘણી તજવીજ કરતી હતી, પરંતુ તે છોકરે તેને સહજ છોડી નહિ. પછી મહા મહેનતે તેને સમજાવી ભૂલથાપ દેઇને છાનાંમાની તે જંગલ તરફ દોડી ગઇ.

પ્રથમની જગાએ પાછી જઇને તેણે જોયું તો પેલો પાપી ચોર નાશી ગયો છે, અને હિરાલાલનું લોહીથી તરબોળ થયેલું શરીર મડદાની હાલતમાં ત્યાં પડયું છે. ઘણીવાર સુધી હિરાલાલે તે ચંડાળની સાથે મારામારી કરી હતી; પરંતુ ચોર તેના કરતાં શરીરે ઘણો જબરો અને બળવાન હોવાથી આખરે તેને હરાવી પાડી નાશી ગયો હતો શોભના સમજી ગઇ કે હિરાલાલના શરીરમાંથી પુષ્કળ લોહી વહી જવાથી તે લોથ જેવું થતું જાય છે; તેથી તરત પોતે પહેરેલી સાડી અડધી ફાડીને પાસેની નદીમાં પલાળી લાવી હિરાલાલના શરીરે લાગેલા ઘા ઉપર તેના પાટા બાંધી દીધા. પછી થોડી વાર કેડે તેને જરા જરા કળ વળી અને સાવચેત થયો;" એટલે શોભનાના ખભાપર હાથ રાખીને ધીરેધીરે ચાલતો ચાલતો તે પોતાની ઝુપડીમા ગયો ત્યાં તેને બિછાનાપર સૂવાડીને શોભના ઘણી રીતે તેની આસનાવાસના કરવા લાગી બીજી તરફ પેલો છોકરો ઘણો રડવા લાગ્યો શોભના તેને સમજાવીને તેનું નામ ઠામ વગેરે પૂછતી હતી. પરંતુ તેનો કંઇ પણ જવાબ નહિ આપતાં તે રડયા કરતો હતો. હિરાલાલે ઘણી

•મીઠી મીઠી વાતો કહીને અને શોભનાએ ઘણો સ્નેહભાવ દેખાડીને તેને બહુ ફોસલાવ્યો પરંતુ તે છાનો રહ્યો નહિ રડતાં રડતાં તે માત્ર એટલુંજ બોલતો હતો કે "મારે મા પાસે જવું છે," પરંતુ હિરાલાલ અને શોભના જાણતાં નહોતાં કે તેની મા કોણ છે અને તે ક્યાં રહે છે. પરંતુ એવો વહેમ ઘણી વાર રહ્યો નહિ થોડીજ વારમાં વનની અંદર ઘણા માણસો આવી ચડયા ઘણા સિપાઇઓ અને માણસો શોભનાની ઝુંપડી તરફ આવવા લાગ્યા જ્યારે તેઓ છેક પાસે આવ્યા ત્યારે હિરાલાલે અશક્તિને લીધે સુતાં સુતાં તેમના આવ્યાનું કારણ પૂછ્યું તેના જવાબમાં તે લોકોમાંના એક મુખ્ય માણસે કહ્યું કે—"આ જંગલથી આશરે ત્રણ માઇલપર એક જમીનદારનું મકાન છે. આ ચોરાયેલો છોકરો તે જમીનદારનો પુત્રછે. એ જમીનદારનો એક નોકર દરરોજ સાંજે આ છોકરાને લુગડાં ઘરેણાં પહેરાવી ગાડીમાં બેસાડીને ફેરવવા લેઇ જતો. જેણે બાપ જન્મારે સોના હીરાનું મ્હો સરખું પણ જોયેલું નહિ તેવા હલકા મનના માણસના સ્વાધીનમાં હંમેશાં હજારો રૂપિઆના દાગીના રહે તેથી તેની દાનત બગડયા વિના રહેજ નહિ તેજ પ્રમાણે એ નોકરની બુદ્ધિ પણ બગડી. ઘણા દિવસથી તે પોતાનો લોભ પૂરો પાડવાની પેરવી કરતો હતો. પણ છોકરાને મારી નાંખવાની હિંમત ચાલતી નહોતી અમારા શેઠ એવા ઉમરાવ દિલના અને દયાળુ છે કે એ ચાકરની બદદાનતનાં કંઇ કંઇ ચિન્હ કોઇ વાર જણાતાં તે છતાં તેને ઘણાં વર્ષનો જૂનો નોકર જાણીને જવા દેતા. પરંતુ શેઠની એવી રહેમદિલીથી તે પોતાની દુષ્ટ ધારણા પાર પાડવાને વધારે લલચાતો ગયો અને તેનો અમલ કરવાને તૈયાર થયો. વખત થઇ ગયા છતાં બાઇ ઘેર આવ્યા નહિ તેથી શેઠાણીએ રડારોળ કરી મૂકી. ને એ વાત શેઠના જાણવામાં આવ્યાથી તાબડતોબ તેમણે ચો તરફ માણસો દોડાવી શોધ કરાવવા

માંડી. તેમાંના એક બે માણસોને ભાડાની ગાડી આ તરફ આ-
વ્યાની બાતમી મળ્યાથી અમે તેમની ખબર કાઢતા કાઢતા અહીં
આવ્યા છિયે."

પછી હિરાલાલે તે બાળકના બચાવ સંબંધી હકીકત ટુંકામાં
તેમને કહી સંભળાવી તથા હિરાલાલનુ લોહી ખોવાયુ શરીર જોઇને
તેમણે ઘણી દિલગીરી દેખાડી. પછી ' શેઠ ગોરાણી બહુ ફિકર કરતાં
ને રડી મરતાં હશે. માટે અમારે જલદી જવું જોઇએ." એમ કહી
હિરાલાલ તથા શોભનાનો ઉપકાર માની તથા તેમની પરવાનગીથી
પેલા છોકરાને સાથે લેઇને, તેઓ સઘળા પાછા વળી જમીનદારના
મકાન તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૪ થુ.

જમીનદાર ઘણો સારો માણસ હતો. તેની મિલ્કત પાચ લાખ
રૂપિઆની હતી, અને તેનો ઉપયોગ તે બહુ રૂડી રીતે કરતો હતો.
ઘણાક નામધારી "મોટા માણસો" પૈસાના મદથી છકી જાય છે
અથવા ગેરવાજબી રીતે પૈસા વાપરી કે ઉડાવી કીર્તિ મેળવવાનાં ફાંફાં
મારે છે, તેમને માટે "ધનવાન" અથવા "પૈસાદાર" એ શબ્દ સાંભળીને,
તેઓ આપ સ્વાર્થી, ગાડી વાડી ને લાડીના મોજીલા તથા ફુંપદખોર દુરા-
ચરણી હશે, એવો ભાસ સારા માણસોના મનમાં સહજ ઉત્પન્ન થાય છે
પરંતુ હજી પણ એવા ઘણા "ધનવાન" ગૃહસ્થો દેશની અંદર છે કે જેમના
હાથમાં ધન આવ્યાથી તે ધનનો ઉપયોગ જેવો જોઇએ તેવો થાયછે એ-
ટલું તો નક્કી છે કે ઘણે ઠેકાણે સારી વસ્તુની પેદાશ બહુ થોડી થાયછે.
અને એમ થોડી પેદાશ થવાને લીધેજ સારી વસ્તુ ઘણી વહાલી
અને કીમતી લાગે છે.

જમીનદાર ઘણો સારો માણસ હોવાથી તેના પ્રાણ જેવો અને

ઘરેણાં લૂગડાંથી ભરેલો ચોરાઇ ગયેલો છોકરો મેળવી આપીને જેણે તેને મહા સંકટમાંથી ઉગાર્યો છે; જેણે પોતાનો જીવ જોખમમાં નાંખીને પણ એક અજાણ્યા બાળકને બચાવ્યો છે, અને જે ઘાતકી માણસના હાથથી થયેલા સખ્ત જખમની વેદનાને લીધે બિછાનાપર પડી રહેલો છે તે પરોપકારી દયાળુ હિરાલાલને માટે તેનો જીવ ઘણોજ બળવા લાગ્યો; તેથી તેની દવા દારૂ કરવા સારૂ એક દાક્તર અને ઇનામ તરીકે પાંચ હજાર રૂપિઆ તેણે તેની ઝુંપડીએ મોકલી દીધા.

દાક્તરને જોઇને શોભનાને ઘણી શાન્તિ થઇ પણ ઇનામના રૂપિઆ તેણે લીધા નહિ. એ રૂપિઆ લેઇ આવનાર માણસને તેણે કહ્યું કે—" મારા સ્વામીએ એમની ફરજ બજાવી છે, તેથી તેને માટે ઇનામ લેવું તે પાપનું કામ છે. અમારી હાલત કાંઇ છેક નઠારી નથી. જેઓ ખરેખરા લાચાર અને દરિદ્રી હોય તેમનું પાલન પોષણ થાય તેવા કામમાં એ પૈસા વપરાય એવું હું પ્રચ્છું છું. જમીનદાર સાહેબે મેહેરબાની કરીને દાક્તરને મોકલ્યા છે તેટલાથીજ અમે તેમનાં બહુ આભારી થયાં છિયે."

ઘણો આગ્રહ કર્યા છતાં શોભનાએ રૂપિઆ લીધા નહી તેથી તે લેઇ આવનાર માણસ પાછો ગયો અને સર્વ હકીકત જમીનદારને કહી સંભળાવી તે સાંભળીને શોભનાની માણસાઇ અને ફરજ સમજવાની તેની વિવેકબુદ્ધિથી તેને ઘણો આનંદ ઉપજ્યો. અને હવે કેવા ઉપાય કરવાથી તે પૈસા લે તે સંબંધી પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો.

જમીનદારે મોકલેલો દાક્તર દરરોજ હિરાલાલને જોઇ જતો હતો. તેની દવા અને શોભનાની ચાકરીથી કોઇ દહાડો તેને (હિરાલાલને) થોડો થોડો આરામ જણાતો હતો. તેમ વળી કોઇ દહાડો દુઃખનો વધારો પણ લાગતો. ઘણા સખ્ત જખમની વેદનાને લીધે બહુ

જોરથી તાવ ચડયો હતો તેથી તે પોતાના બિછાનાપર બેભાન થઇને પડી રહ્યો હતો.

આ વખતે શોભના ખાવાનું અને ઉંઘવાનું છોડી દઇને હિરાલાલના માથા આગળ બેઠી છે. તેને આળસ નથી, શાંતિ નથી, તેમ તે વખત બે વખત પણ જોતી નથી. તે પોતાના પ્રાણ પાથરીને માત્ર સ્વામીની સેવા કર્યા કરે છે. આહા! વિપત્તિ–દુઃખ માણસની પાસે કેટલું કેટલું છોડાવી દેવરાવે છે, તેને કેટલી સહનશીલતા શીખવે છે, અને ગંભીરપણું રાખવાની કેટલી બધી ટેવ પાડે છે! શોભના આ વખતે વિપત્તિમાં પડીને અમૂલ્ય શિક્ષણ મેળવે છે.

જખમની પીડાથી દુઃખ પામતો હિરાલાલ બિછાનામાં આમથી તેમ ફરીને તેનું (શોભનાનું) અમૃત જેવું મ્હો જોયા કરે છે. એ મ્હો જોયાથી, ખમી શકાય નહિ એવી પીડાની પણ તેને કેટલીક શાંતિ થાય છે, તેના પ્રાણમાં નવું બળ આવે છે. હૃદયમાં ઉત્સાહ જણાય છે, અને મનની અંદર હમેશાં એક પ્રકારનો આનંદ થયા કરે છે. પ્રેમ! તનેજ આ જૂઠા જગતમાં ધન્ય છે! મોતના ભયવાળા આ સંસારમાં તું દેવતા ( અમર ) છે! અને દુનિયાના દુઃખરૂપી બળતા અગ્નિના ભડકામાં તું અમૃત છે! સૂર્ય આથમવાની તૈયારીમાં છે, અને ઠંડો પવન ધીમે ધીમે વાય છે. શોભનાએ ધીરે ધીરે હિરાલાલના જખમપર નવું ઓસડ લગાડયું. તે વખતે હિરાલાલે નરમાશથી તેને “શોભના” કહીને બોલાવી, પરંતુ તે કંઇ પણ જવાબ નહિ આપતાં સ્વામીના સામે આવી બેઠી. ત્યારે ફરીથી હિરાલાલે તેને કહ્યું–“શોભના ! આ તારૂં દુ;ખ હવે મારાથી સહન થતું નથી આજ બાવીસ દિવસથી તું બહુ બહુ દુ,ખ વેઠે છે. તે તારા કોમળ શરીરે શી રીતે સહન થઇ શકશે ? મને મટે અથવા ના મટે પણ તારૂં દુ,ખ હવે હું જોઇ શકતો નથી હમણાં તું જરા સુઇ રહીશ નહિ?”

હિરાલાલનું આવું લાગણીનું બોલવું સાંભળીને શોભનાની આંખમાં પાણી ભરાઇ આવ્યું દુ:ખની વખતે સ્ત્રીઓ ઘણું ઘણું સહન કરે છે, પણ આદરભાવ—મમતા—સહન કરી શકતી નથી એવી વેળાએ મમતાની વાત સાંભળીને તેમના પ્રાણ પીગળી જાય છે અને તે પીગળેલા પ્રાણ આંખના પાણીરૂપે દેખાઇ આવે છે ખરી વાત નહિ સમજનાર ઘણા અજ્ઞાન પુરૂષો એવે વખતે કહેછે કે—"સ્ત્રીઓ રોઇને પુરૂષોને ગભરાવી દે છે." પણ શામાટે તેઓ રડે છે તે સમજી શકતા નથી

શોભનાને રોવું આવ્યું હતુ પણ તે ખરેખરી રોઇ નહોતી થોડી વાર પછી ધીમે ધીમે તે બોલી—" તમે મારી ફિકર કરશો નહિ. તમે સાજા થશો એટલે મને સૂવાના ઘણા દિવસ મળશે મારી તબીયત બગડવાનો તમે ભય રાખો છો, પણ હું જે પ્રમાણે ચાલું છું તેથી મને કંઇપણ દુ:ખ જણાતું નથી. પરમેશ્વર જે વખતે જેવી અવસ્થામાં રાખશે તેવી અવસ્થામાં રહીશું વારૂં, હમણા તમને જરા સારૂં લાગે છે?"

ઘણી વાર સુધી હિરાલાલ કંઇ બોલ્યો નહિ, પણ એક હાથ શોભનાના ખભાપર મૂકીને અને બાજો હાથ તેના હાથપર રાખીને તેના મ્હો સામું જોઇ રહ્યો. પછી ધીમે ધીમે બોલ્યો—" શોભના! તું સ્ત્રીરત્ન છે. તારી મહેનત કરવાની અને દુ:ખ સહન કરવાની શક્તિ જોઇને હું બહું આશ્ચર્ય પામ્યો છું ઘરવંણીઆણીપણું તુ એવી સારી રીતે સમજે છે કે મારા આ ગરીબ સંસારમાં પણ કંઇ ઓછાપણું થયું નથી હુ હલકો માણસ છું તેથી જ તારા જેવી પતિને પોતાનો પ્રાણ સમજનાર સતીની બરાબર બરદાસ કરી શકયો નહિ, તેમ મન ખોલીને મમતા પણ દેખાડી ના શકયો. તારા હૃદયમાં જેટલો પ્રેમ છે તે તેં મને આપ્યો છે અને તેના આનંદથી તુ સ્વર્ગના સુખની પણ આશા રાખતી નથી. પરંતુ તારા જેવી દેવીને પ્રેમ કર્યાથી જે સુખ મળે

છે તે કહેવાની મારામાં શક્તિ નથી. પ્રેમ પામવાની તો વાત જ કહેવી નહિ. "–

શોભનાથી હવે સહન થયું નહિ. તેની આંખનાં પાણીએ હવે અટકાવ માન્યો નહિ. હિરાલાલનું બોલવું પૂરૂં થાય તે પહેલાં તે તેના પગ પાસે પડીને કહેવા લાગી–" તમે એમ ના બોલો ! હું તમારી દાસી છું. તમારા પગની રજ છું મારાં એટલાં બધાં વખાણ કરશો નહિ. " આ સાંભળીને હિરાલાલ કંઈ પણ નહિ બોલતાં હસી પડયો; તેથી શોભનાએ ફરીથી તેને પૂછ્યું–" હમણાં શું જરા આરામ લાગે છે ? "

હિરાલાલે કહ્યું–" મને હમેશાં સારૂં લાગે છે. શોભના ! તારા જેવી પ્રેમાળ દેવી જેના હ્રદયનું અડધું અંગ છે તેને વળી અસુખ –પીડા, દુઃખ–કેવું ? વળી તું જાણે છે કે, તારો સ્વામી કંઇ પણ પાપ કરવાની ધારણા પાર પાડવા જતાં આ સજા ભોગવતો નથી; ત્યારે તને શેનું દુઃખ ? અને મને પણ શેનું દુઃખ ? "

એટલામાં એકદમ તે ધણીધણીઆણીને બોલતાં બંધ થવું પડયું. દાક્તરની સાથે જમીનદાર પોતે હિરાલાલની ઝુંપડીમાં આવ્યો એટલે તેમને જોઇને શોભના બિછાનાપરથી ઉઠીને ઉભી રહી, પછી દાક્તરે દરદી હિરાલાલની તબીયત તપાસીને ઉતરી ગયેલે ચેહેરે જમીનદારના કાનમાં કંઇક કહ્યું.

---

## પ્રકરણ ૫ મું.

હિરાલાલ ક્યાં છે ? હવે શા માટે પૂછો છો ? આજ દસ દિવસ થયા પતિપ્રાણા શોભનાનું હ્રદયરત્ન આ મિથ્યા જગત છોડીને ચાલ્યું ગયું છે ! ઉગતા જુવાને પારકાના છોકરાને બચાવતાં

પોતાનો જીવ ખોયો છે! આવી રીતે મરનારનુંજ જીવતર ધન્ય છે! સઘળા માણસો મરે છે તો ખરા, પણ કોઇ એકનો જીવ બચાવતાં જે મરે છે તેજ ખરા માણસ, અને માણસરૂપે દેવતા છે. હિરાલાલનો પવિત્ર આત્મા અમૃત ધામમાં ગયો છે અને એનો માણસનો અવતાર સફળ થયો છે.

શોભના ક્યાં છે? તે કમનસિબ તરૂણી જીવતરનું સર્વસ્વ—તમામ—ગુમાવીને ધૂળમાં પડી રહેલી છે! દશ દિવસ પહેલાં તેને જે જોઇએ તે હતું; દેવતાના જેવો ધણી હતો, પ્રેમ કરનાર પુરુષ હતો. યત્ન હતો, પોતાનો માણસ હતો, સર્વ હતું. આજ તેમાંનું કાંઇ નથી! આજ આખું જગત્ તેની આગળ ઉજડ મેદાન જેવું છે. આજ તેને સૂવાનું કહેનાર નથી, ખાવાને સોગન દેનાર નથી અને તેનું મ્હો ઉતરી ગયેલું જુએ તો પોતાનાં હજારો દુઃખ ઉપર પણ નજર નહિ રાખતાં તેને હસાવવાની કોશિશ કરનાર કોઇ નથી! આજ તેને કોઇ નથી! એક જણની ખોટ પડયાથી શોભનાના પ્રાણનું બંધન તૂટી ગયું છે, અંતરમાં અજવાળું ઓલવાઇ ગયું છે, અને સંસારનું સુખ જતું રહ્યું છે! આજ શોભના કંગાલ, ભીખારણ, અનાથ, કે જેવી કહો તેવી થઇ પડી છે!!

જે જાય છે તે સુખથી જાય છે પણ જે રહે છે તેજ પીડા ભોગવે છે. માણસો મોતને અતિશય નિર્દય શા માટે કહે છે? એ સવાલના જવાબમાં એજ કહી શકાય કે—તે એક જણને લઇ જઇ બીજા એક જણનું અથવા એક કુટુંબનું કાળજું કાપી નાંખે છે તે વાસ્તેજ, નહિતો મોત એ રોગ, શોક, સંતાપ વગેરેનું મોટામાં મોટું ઓસડ છે; તેને "નિર્દય" કહેવુ એ ખોટું આળ—તહોમત—ચડાવવા જેવું છે.

જે પથારીમાં પડી રહીને હિરાલાલ મોતની પીડા ભોગવતો

હતો, તેજ બિછાનામાં શોભના આજ દશ દિવસથી પડી રહી છે. પડયે પડયે તેને ઘણી ઘણી જુની વાતો સાંભરી આવી. ઘણીની સારી સ્થિતિ, પછી ગરીબાઇ, માબાપનું મૃત્યુ અને તેથા થયેલો વિજોગ, તથા છેવટે વનવાસ એ સર્વ એકે વખતે તેના મનરૂપી નાટકના પડદા ઉપર બરાબર દેખાવા લાગ્યાં સ્વામીનો ઉપદેશ, મમતા અને પ્રેમ એ પણ મનમાં આવ્યાં પોતે કોઇ કોઇ તવખ તકરાર કરી હતી તે પણ સાંભરી આવી, અને તેમ થવાથી તેનું મન હાલની અને હવે પછીની સ્થિતિ વિષેના વિચારમાંથી નીકળીને થઇ ગયેલી સ્થિતિના વિચારમાંજ લીન થઇ ગયું. એ પ્રમાણે જ્યાંસુધી તેનું મન પાછલી વાતોમાં ભરાઇ રહ્યું ત્યાંસુધી જાણે કોઇ મંત્રની મોહિની લાગી હોય તેમ તે સ્થિર રહી. પણ એ વિચાર બદલાઈને જ્યારે હાલની જમના દૂત જેવી ડરામણી સ્થિતિ વિષે વિચાર થયો ત્યારે તેના કાળજાના કડકે કડકા થઇ જવા માં-ડ્યા. રડી રડીને તેણે એટલાં આંસુ પાડયાં કે માથા નીચેનો તકિયો ભીંજાઇને લદબદ થઇ ગયો, આંખો ફુલી ગઇ, મ્હો સુજી ગયું, અને શરીર ઝાંખરા જેવું થઇ ગયું. હૃદયમાં દુઃખીદુખી દેવતા સળગે છે તેની સાક્ષી શરીર આપે છે. અરે! જેને પુષ્કળ પ્રેમ કર્યાં છતાં તેની ઇચ્છા ઓછી થતી નહોતી. તેના હમેશના વિજોગનું દુઃખ એકદમ શી રીતે ઓછું થાય? પ્રેમનો ભૂખ્યો માણસજ આવી પ્રેમની પીડા સમજી શકે છે. મોહમાં ફસાયલાને તેનું ખરૂં સ્વરૂપ કદિ સમજાશે નહિ, પણ ઉલટા કેટલાક ખોટા વિચાર થશે

શોભના આંખ ઉઘાડીને ચારે તરફ જોવા લાગી તો સ્વા-મીની યાદગિરીનાં સર્વ ચિન્હ ઝુંપડીની અંદર દેખાવા લાગ્યાં એમ જોતાં જોતાં તેને પેલી કાળરાત્રિની—કે જે રાત્રે તે પોતાના પ્રાણથી પણ વધારે પ્યારા પતિના હાથમાં હથિઆર આપીને 'ચાલો જઇએ'

કહીને પેલા બિહામણા રાક્ષસ જેવા પાપી પુરૂષની પાસે લઇ ગઇ હતી તે રાત્રિની-વાત સાંભરી આવી, અને તેથી તેનું હૃદય ચિરાઇ જતું હોય એમ લાગવા માંડયું. તે મનમાં વિચાર કરવા લાગી કે— "હુંજ તેમના મોતનું કારણ છું. મેં ત્યાં જવાની ના કહી હોત તો તે કદી જાત નહિ. મેંજ તેમનો જીવ લીધો છે અને મેંજ મારા પોતાના હાથે મારે ઉપાસના કરવાના દેવને કાઢી મૂક્યો છે! તે મને ઘણું ચહાતા તેનુંજ આ ફળ થયું! મારૂં મ્હો જોનારને પણ ઘણું પાપ લાગે! હું રાક્ષસી છું, ધણીને મારનારી છું, અને માણસ જાતને-તેમાં વિશેષે કરીને સ્ત્રીઓને કલંક જેવી છું!!"

હાય! મરતી વખતે પણ તે મારૂંજ નામ લેતા હતા! કોનો સ્વામી કોને આટલી ચાહાય છે? અને જેઓ ચાહાય છે તેઓ લાયક હોય તેનેજ ચાહાય છે? મારા જેવી નીચને એટલી બધી કોણ ચાહાય? હું એવા દેવતાઇ પુરૂષને યોગ્ય પ્રેમ કરી શકી નહિ તેમ તેમની બરદાસ ચાકરી પણ મારાથી બરાબર ના બની! આટલા દિવસ સુધી મેં તેમને દુઃખજ દીધા કર્યું છે! તોપણ તે તો હમેશાં પ્રેમભાવથી મને તેમની છાતીમાં છુપાવતા હતા. મરતી વખતે તેમનો ઘાંટો બેશી ગયો હતો અને જીભ ટુંકી થઇ જતી હતી. તોપણ, મહા મહેનતે, ભાગ્યાતુટયા અવાજથી તેમણે કહ્યું કે—"શોભના! તારો ઇશ્વર અહીં રહ્યો, હું જાઉં છું" આ તેમના છેલ્લા બોલ! હાય! આ અભાગિણીની વાત તેમના મનમાં હમેશાં જાગતી રહેતી. દુનિઆ છોડીને જતી વખતે પણ કાળા મ્હોની શોભના સંબંધીજ વાત કરતા હતા! હું તેમને છોડીને કેમ રહેલી છું! હવે મારાથી જીવી શકાશે નહિ. આપઘાત કરીને હું આ દુઃખનો અંત લાવીશ. મોતજ એક ફક્ત ઓષધ છે, અને મારા પાપનું પ્રાયશ્ચિત—દોષથી છૂટવાનો ઉપાય—છે હું મરીશ, અને મારૂં સર્વસ્વ જે

રસ્તે ગયું છે તેજ રસ્તે જઇશ.

શોભના ! મારી શોભના ! તારો ઇશ્વર અહીં રહ્યો, હું જાઊંછું. આ તેમના છેલ્લા શબ્દોમાં કેવો દૃઢ વિશ્વાસ દેખાય છે ! અહા ! ઇશ્વરનેજ પોતાનું સર્વ સમજ્યાની તેમની શ્રદ્ધા આ શબ્દોથી કેવી સાબિત થાય છે ? આવા શબ્દો કેટલા માણુસો કહી શકે છે ? વળી "તું જાણે છે કે તારો સ્વામી કંઇપણ પાપ કરવાની ધારણા પાર પાડવા જતાં આ સજા ભોગતો નથી" એ એક બીજી વાત સ્વામી ! એ પણ તમે ઠીકજ કહ્યું છે. તેમ પારકાને માટે જીવરૂપી રત્ન છોડી દઇને અમર લોકમાં ગયા છો. આવી રીતે આવરદા પૂરો કરવો એજ માણુસનું મોટું ભાગ્ય છે.

ઉપરની બે વાતો યાદ કર્યાથી આપઘાત કરવાની તેની ઇચ્છા અટકી પડી, પછી તે વિચાર કરવા લાગી કે—"એણે પારકાને માટે જીવ આપ્યો, તો હું મરૂં છું શામાટે ? સ્વામીના વિજોગની વેદના સહન કરી શકતી નથી, એટલાજ માટે ! છટ, છટ, આ કાળા મ્હોંડે હું તેમની સ્ત્રી છું એમ કહીને લોકોને મારૂં ઓળખાણ આપું? તે દેવતા હતા, હું કીડા જેવી છું, તે સ્વર્ગમાં છે, હું નરકમાં છું અને તેમણે પારકાને માટે જીવ આપ્યો છે, હું સ્વાર્થી થઇને મારા હિતને માટે આપઘાત કરૂં છું ! તેમના અને મારામાં આટલું બધું જુદાપણું હોવા છતાં હું અને તે 'એકાત્મા' કેમ થયાં ? મારાપ્રેમની શોભા શેમાં રહી ? આપઘાત કરીને મરવાથી તો સ્વાર્થીપણું પૂરેપુરૂં સાબિત થઇ ગયું. સર્વ મરી શકે છે, પણ વિજોગનાથી ડ-રીને નાસવાનું શું કારણ છે ? પ્રેમના બળથી જે વિજોગને હરાવી શકે છે તેજ જગત્ છોડીને સ્વર્ગમાં જઇ શકે છે, તેજ વિરાંગના (બહાદુર સ્ત્રી) છે, અને તેજ દેવી છે. "

"ત્યારે હું મરીશ નહિ, પણ તેમની પૂજા કરવાને જીવતી ર-

• કીશ. જો મારી યાદદાસ્ત ગઇ નથી, પ્રેમ ઓછો થશે નહિ, અને અંતઃકરણ જેવું છે તેવું રહેશે, તો, હું મનમાનતી રીતે તેમની પૂજા કરીશ. મારૂં આ કવખતનું વિધવાપણું જો ઇશ્વરની આજ્ઞા છે, તો એમાં કાંઇ છુપી મતલબ છે, પણ તે સમજવાની મારી શકિત નથી. ઇશ્વર મારો છે એમ તે કહી ગયા છે અને હું પણ સમજું છું માટે જગદીશ્વરના ચરણમાં મારૂં સર્વસ્વ અર્પણ કરીને હું આ દુઃખરૂપી બળતા અગ્નિની ઝાળ સહન કરીશ. ”

“ તે તો વીરપણાનું કામ કરી ગયા છે. એમ મરવું તેમાંજ શોભા છે. હું કાંઇ કરી શકી નહિ. તેમ મારી આ શક્તિથી કાંઇ થઇ શકશે પણ નહિ. હું છેક નીચમાં નીચ છું મારામાં કાંઇ શકિત નથી. પરંતુ મને પેદા કરનાર તો અનંત ( જેનો કદી નાશ થાય નહિ તેવો ) અને અસીમ (જેનો પાર–મર્યાદા નથી તેવો) છે. તેથી હું જગતના કામમાં લાગી શકું, તો તે આશીર્વાદ દેશે. મારૂં આ તુચ્છ અણુથી એકઠું થયેલું જીવતર પારકાને માટે કામે લગાડી હસતી હસતી ચાલી જઇશ. એનાથી જીંદગીની સફળતા બીજી શી જોઇએ ! માણસનું જીવતર પોતાને માટે નથી, આખા જગતને માટે છે.

આમ વિચાર કરીને શોભના ધીરે ધીરે ઉઠીને બેઠી અને જુએ છે તો જમીનદારના ઘરનો એક ઘરડો નોકર આવીને ઝુંપડીના બારણામાં ઉભેલો છે. હિરાલાલ મરી ગયો ત્યારથી દરરોજ જમીનદારની સ્ત્રી તે નોકરને શોભનાની ઝુંપડીએ મોકલતી હતી. દશ દિવસ પછી આજ શોભનાને બેઠેલી જોઇને તે ઘણો ખુશી થયો. તેની સાથે સહેજસાજ વાતચીત કર્યા બાદ તેણે કહ્યું–“ અમારાં બાઇ સાહેબે કહાવ્યું છે કે–આપને પંદર હજાર રૂપિઆ ભેટ કરવાની અમારી ઇચ્છા છે, માટે આપ કૃપા કરીને તે રૂપિઆ લેવાનું કબુલ કરશો તો

તેથી અમે ઘણાં ખુશી થઇશું અને આપ પણ સુખથી જન્મારો ગાળી શકશો. વળી જો કાશીમાં ગંગાને કિનારે રહેવાની આપની ઇચ્છા હોય તો ત્યાં આપને એક મકાન કરાવી આપીએ.”

આ સંદેશો સાંભળી જરાવાર વિચાર કરીને શોભના બોલી–“તમારાં બાઇ સાહેબને કહેજો કે રૂપિઆની જ્યારે મારે જરૂર પડશે ત્યારે હું આપને જણાવીશ. બીજું એક મકાન મને મળે તો ઘણું સારૂં; પરંતુ ગંગા–કિનારે રહેવાની મારી મરજી નથી. કૃપા કરીને આ વનની પાસેજ જો એવો કાંઇ બંદોવસ્ત કરી આપશો તો મારા ઉપર આપનો મોટો ઉપકાર થશે.”

આ પછી સહેજસાજ બીજી થોડીક વાતો કરીને જમીનદારનો નોકર પાછો ગયો અને શોભના એકલી પોતાની ઝુંપડીમાં વિચાર કરતી બેસી રહી.



## પ્રકરણ ૬ ઠું.

હિરાલાલને મરી ગયે ઘણાં વર્ષ થઇ ગયાં છે, પ્રથમ જ્યાં વન હતું ત્યાં આજ બસ્તી થઇ છે. એ મુદતમાં કેટલાંક ઘર ઉપડી ગયાં છે અને કેટલાંક ઘરમાં જ્યાં દરરોજ આનંદ આનંદ દેખાતો ત્યાં આજ દિલગીરીના શબ્દો સંભળાય છે. તેમજ કેટલાંક ઠેકાણે જ્યાં દુઃખ સિવાય બીજું કંઇ જણાતું નહિ ત્યાં આજ સુખ અને લીલાલેહેર જોવામાં આવે છે. પ્રકૃતિમાં જેમ ફેરફાર થાય છે તેમ માનવ જગતમાં પણ પાર વિનાનો ફેરફાર થયા કરે છે તે જોઇને આશ્ચર્ય પમાય છે.

શોભનાની ઝુંપડીથી અડધા માઈલપર નદી કિનારે પહેલાં જ્યાં લાંબુ મેદાન હતું ત્યાં આજ મોટી વિશાળ હવેલી નજરે પડે

છે. અને પહેલાં જયાં આગળ જઇને જતાં મુસાફરોને ઘણું દુઃખ વેઠવું પડતું ત્યાં આજ સારી ઠંડકવાળા શોભાયમાન ઓરડાઓમાં અનાથ–નિરાશ્રિત–બાળકોને ઉછેરવામાં આવે છે, કેટલાક રોગીઓની બરદાસ ચાકરી થાય છે, અને કેટલીક બળી જળી વિધવાઓ શાંતિ સુખ ભોગવે છે. આ બધું થવાનું મૂળ કારણ કોણ છે! બીજુ કોઇજ નહિ, પણ પેલી નિરાધાર વનવાસિની શોભના છે.

હિરાલાલના મરણ પછી જમીનદારની મદદથી શોભનાએ આ મહા પરોપકારના કામમાં પોતાની જીંદગી અર્પણ કરી છે. જમીનદારના સગાવહાલા અને મિત્રોએ પણ આ પુણ્યના કામમાં મદદ આપી છે. શોભના અનાથ બાળકોને આ આશ્રમમાં એકઠાં કરીને તેમને ઉછેરે છે; લાચાર ઘરડાં અને રોગીઓને તેમની સેવા ચાકરી કરે છે; કમનસિબ વિધવાઓને બોલાવી લાવીને તેઓના મનમાં આત્માની ઉન્નતિ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે અને ઘણી તરેહથી તેમના મનને શાંતિ ઉપજાવે છે. એવી ઘણી વિધવાઓ તે આશ્રમમાં આવી રહેલી છે, તેઓને શિખવાડવાને શોભના ખરા મનથી મહેનત કરે છે. વળી તેઓને બરાબર રીતસર કેળવણી મળી શકે એવા ઇરાદાથી આશ્રમની અંદર એક સ્ત્રીશાળા સ્થાપન કરી છે તેમાં છોકરીઓ અને જુવાન વિધવાઓ કેળવણી લે છે શોભના કોઇપણ ધર્મનો પક્ષપાત કરતી નથી પણ બધા ધર્મને સરખા ગણીને વર્તે છે, તેથી કરીને ગમે તે ધર્મ પાળનારી વિધવાઓ તેના આશ્રમમાં દાખલ થાય છે.

જે નીચ પાપી ચોરના મારવાથી હિરાલાલનો જીવ ગયો હતો, તેને જમીનદારની કોશિશથી કાળા પાણીની શિક્ષા થઇ હતી. એ ચોરને ત્રણ છોકરા હતા. તેઓ નિરાશ્રિતમાં ગણાઇને શોભનાના આશ્રમમાં રહેતા હતા. તેમને પણ તે ( શોભના ) પોતાના પુત્રની

પેઠે સ્નેહથી પાળી પોશીને ઉછેરતી. અભ્યાસ—મહાવરાના બળથી ધીરે ધીરે તેનું અંતઃકરણ, દ્વેષ, અને વૈરભાવ વગરનું શુદ્ધ થઇ ગયું હતું. જે કોઇ એ પ્રમાણે અભ્યાસ કરે છે—મહાવરો પાડે છે—તેઓ એવાંજ નિર્મળ મનના થાય છે, એ નિશ્ચય છે.

જમીનદાર અને તેના મિત્રોએ શોભનાની ઉદારતાથી મોહ પામીને તેના આશ્રમનું નામ "સ્નેહભવન" પાડયું, અને તે સ્નેહભવન હમેશાં ચાલુ રહે તથા તેની હાલતમાં સુધારો વધારો થાય તેને માટે ઘણી કોશિશ કરવા લાગ્યા. સારા કામનું ઇનામ આવું સારૂંજ મળે છે.

જો કે સઘળા માણસો શોભનાને આ સ્નેહભવનની માલિક સમજતા હતા, પરંતુ તે પોતે તો એ આશ્રમની સેવા ચાકરી કરનારીજ હતી. એક દાસીની પેઠેજ તે સર્વની સેવા ચાકરી કરતી હતી. તો પણ સ્નેહભવનમાં રહેનારાં તેને દેવી જેવી જાણતાં અને દેવીના જેવું માન આપીછે પોતાની મા હોય એમ તેને ચાહતાં હતાં. શોભના પણ હમેશાં તેમના કલ્યાણ સંબંધીજ વિ. ચાર કરતી હતી.

આવા ખરેખરા પરોપકારના શુભ કામમાં લાગ્યા છતાં પણ શોબના હિરાલાલને ભૂલી ગઇ હોય તો. લોકો તેને દેવી કહે તો ભલે કહે, પણ અમે તો તેને રાક્ષસી કહીશું, અને વાંચનાર પણ અમારા મતને મળતા થઇને એકે અવાજે તેને રાક્ષસી કહેશે, એમાં સંદેહ નથી. જો એમ હોય તો તેનાં હૃદયને અમે પત્થરનું હૃદય સમજીશું, તેટલા માટે, ચાલો આપણે તેના હૃદયની તપાસ કરીએ કે ત્યાં હિરાલાલ છે કે નહિ ?

શોભના આખા દિવસમાં ફકત એકવાર પોતાની અસલ ઝુંપડીમાં જતી. ત્યાં જઇને તે ખાતી અને સ્વામીની યાદ ગિરીની

નિશાનીઓ આંખો ભરીને જોતી જે ખાટલામાં હિરાલાલ સુતો હતો તે ખાટલો હજુ પણ મોજુદ હતો. તેનાપર બેશીને શોભના જ્યારે આંખો મીચીને સ્વામીના ધ્યાનમાં એક તાર થઇ જતી હતી ત્યારે શોકનાં આંસુ પ્રેમનાં આંસુ બનીને તેના બંન્ને ગાલપર વહેતાં હતાં ત્યારે કોણ કહેશે કે મરવાથી સંબંધ છુટી જાય છે? કોણ કહેશે કે હિરાલાલ મરી ગયો છે? અને કોણ કહેશે કે શોભના આ જગતમાં છે? તે વેળાએ મહાદેવ અને પાર્વતીની પેઠે હિરાલાલ અને શોભના એ બંનેના આત્મા એકત્ર થઇ ગયેલા હોય એમ સમજાય છે. શોભા ! રો, બા રો ! તારૂં રોવું પ્રેમ વિનાની માણસ રૂપે પશુ જેવી સ્ત્રીઓને ધડો લેવા જોગ છે. જો અમારાં આંસુ-થી તારા દુઃખથી બળતા અંતઃકરણમાં જરાપણ આરામ થાય તેમ હોય તો અમે પણ તારી સાથે રડીશું.

એક પળવાર પણ શોભના પોતાના પ્રાણેશ્વરને વિસારતી નહોતી પ્રેમ-પાત્રને હૃદયના દેવતાને વિસારવો એ સ્ત્રીઓની શકિતની બહાર છે.

અઢાર વર્ષ સુધી શોભનાએ સ્નેહભવનનું કામ કર્યું. તેટલા વખતમાં કેટલાંક બાળકોએ અભ્યાસ કર્યો, કેટલાંક રોગીઓએ સાજા થઇ નવી જીંદગી મેળવી, અને કેટલીક વિધવાએ, પોતાને-આપપરરા થૈને-વિસરીને પારકાને માટે કામ કરતાં શીખી એમાંની ત્રણ ચાર વિધવાઓએ શોભનાની પેઠે પરોપકારના કામમાં જીવતર અર્પણ કર્યું. આશ્રમના કામમાં ખરા મનથી તેમને લાગેલી જોઇને શોભાએ ધાર્યું કે-"હવે હું નહિ હોઉ તો પણ સ્નેહભવન ચાલતું રહેશે."

એક દિવસ રાત્રે શોભના એવી-શોભનાની ગેરહાજરીમાં આ-શ્રમનું કામ બરાબર ચલાવવાને લાયક થઇ હતી તેવી-વિધવાઓને લેઇને એકાંતમાં બેઠી- ત્યાં બીજી કેટલીક વાતો કર્યા પછી તે બોલી કે-"એક વાત મારે તમને કહેવાની છે તે આજ કહુછું મારો વિચાર

હવે આ સ્નેહભવન છોડીને જવાનો છે." સાંભળનાર સ્ત્રીઓએ અચંબો પામીને પૂછ્યું "શા માટે તમે જાઓ છો ? બીજે કયે ઠેકાણે જશો?"

શોભનાએ કહ્યું–તમે જુઓ છો કે મારૂ શરીર ધીમે ધીમે નબળું થતું જાય છે. અને લાગે છે કે હવે હું વધારે દહાડા જીવીશ નહિ તેથી મારી ઇચ્છા એવી છે કે જીંદગીનો બાકી રહેલો વખત કોઇ એકાંત ઠેકાણે રહી પરમેશ્વરનું ભજન કરતાં કરતાં પુરો કરવો મારાથી બની શક્યું ત્યાં સુધી મેં આશ્રમની સેવા કરી હવે તમે લાયક થયાં છો તેથી બધો ભાર ઉપાડી લેશો તો મને નિરાંત વળશે અને મારી ધારણા પાર પડશે." ખડતલની પેઠે તન તોડીને કામ કરનારી અને માતાની પેઠે સર્વની સંભાળ લેનારી શોભના દેવીની આવી વાતથી સાંભળનાર બાઇઓને મનમાં ઘણું દુઃખ લાગ્યુ. પરંતુ કર્તવ્ય કર્મમાં હરકત નાંખવી એ પાપનું કામ છે એમ સમજીને ઘણી દિલગિરી સાથે તેઓ તેના વિચારને મળતી થઇ તેમને એક મન થયેલી જોઇને શોભના ઘણી ખુશી થઇ અને ખીલેલા ચહેરે તેમને કહેવા લાગી—

"તમને ધન્ય છે ! પારકાની સેવા ચાકરીમાં તમે તમારૂં જીવતર અર્પણ કર્યું તેને માટે હું તમને ખરેખરાં નસિબદાર સમજું છું આ સ્નેહભવનના કામમાં જે નિપુણતા–કાબેલિયતપણું–દેખાડો છો, તે ઉપરથી મને વિશેષ ભરૂસો બેઠેલો છે તમે ખુશીથી આશ્રમનો કારભાર તમારા માથે લો આગળ બીજી કોઇ નવી બાઇને આશ્રમાં રહેનારાંઓની સેવા ચાકરી કરવા માટે મુકરર કરવાની જો જરૂર પડે તો, પહેલા તેના ધર્મ, જ્ઞાન અને આચરણની પક્કી તપાસ અને પરીક્ષા કરી જોજો. નઠારાં આચરણવાળી રંગ રાગ અને વિલાસ જેને વહાલા હોય તેવી અને મૂર્ખ સ્ત્રીના હાથમાં આ સ્નેહભવનનો કારભાર સોંપશો નહિ, એ વાત ખુબ યાદ રાખજો."

"ધર્મના બાબતમાં મારે તમને એટલું કહેવાનું છે કે–જેનો જે ધર્મ ઉપર વિશ્વાસ હોય તેને તે ધર્મ ઉપર વિશ્વાસ રાખવા દેજો.

કોઇ માણુસ પોતાના મનના ખરા ભાવથી ગમે તેવા હલકા ધર્મ ઉપર વિશ્વાસ રાખે તો તે પણ સારૂં છે. એવાને જોર જૂલમથી તમને વધારે સારા લાગતા બીજા કોઇ ધર્મ ઉપર વિશ્વાસ રખાવવાની જરા પણ કોશિશ કરશો નહિ. પરંતુ તેને ખરી કેળવણી આપીને તેની બુદ્ધિને ખીલવજો અને તેના મનને નિર્મળ કરજો એટલે તે પોતાની મેળેજ સત્ય શોધી કહાડીને સીધે રસ્તે ચાલશે. બળાત્કારથી કરાવેલું કામ કદિ પણ સારૂં નહિ થતાં ઉલટું નુકશાનકર્ત્તાથાય છે."

"બાળકોને ઉછેરવાના સંબંધમાં પણ બે બોલ કહું છું. આ સ્નેહભવનમાં જે છોકરાં—છોકરા અને છોકરીઓ આવે છે તેઓ સઘળાં અનાથ—નિરાશ્રિત—હોય છે. તેટલા માટે તમેજ તેઓની માતાઓ અને બહેનો છો એમ સમજવું. તેઓનાં શરીર અને મન યોગ્ય રીતે કેળવાઇને દૃઢ અને જોરાવર થાય, તથા તેમના આત્મા પવિત્ર થાય એવી કોશિશ તમારે કરવી જોઇએ. જમીનદાર સદ્ગૃહસ્થે સ્થાપેલી શાળામાં તેઓ લખતાં વાંચતાં શીખશે, પરંતુ તેમને સદાચરણી બનાવવાનું જોખમ તમારા માથે છે, તેમને માણુસ કર્યાથીજ માણસને ઘટે તેવા સર્વ ગુણ કર્મવાળાં થાય તે પ્રમાણે તેમને કેળવ્યાથી આગળ જતાં દેશની ચઢતી કળા થશે. આ બાળકોને ઉછેરવા તથા કેળવવાનું કામ સૌથી ચઢિઆતુ છે, માટે તે બરાબર બજાવજો."

"વિધવા સ્ત્રીઓને બરાબર કેળવણી આપજો, તેઓ હિતાહિત—ભલું ભુંડુ—હાલત અને ઉપયોગીપણું સમજીને જ્યારે પોતાનો ભાર પોતે લેઇ શકે એવી થાય, ત્યારે જે રસ્તે જવાની તેમની ઇચ્છા હોય તે રસ્તે તેમને જવા દેજો. તમે બ્રહ્મચારિણી છો એવું જાણીને કોઇને પણ બળથી કે છળથી—કપટથી—તમારા પ્રમાણે ચાલવાની ફરજ પાડશો નહિ. તેઓને ફક્ત એટલું સમજાવજો કે બ્રહ્મ-

ચર્યમાં મીઠાશ અને અનેક સુખ છે, પણ બીજી કોઇ રીતે હેરાન કરશો નહિ. જેઓ ખુશીથી તમારૂં એ મહાવ્રત-મોટો નિયમ-પાળવાને મરજી બતાવે તેમને મમતાથી તમારી સાથે રાખીને આ સ્નેહભવનની સેવાના કામમાં સામેલ કરજો."

"તમે સૌ સદાચરણી, સંસારનાં સુખ ભોગ છોડી દેઇને જોગણો બનેલી, અને ધર્મને માટે પરોપકાર કરવા સારૂ પોતાના સ્વાર્થને પાટુ મારી રહેલાં છો. તેથી ખાત્રી છે કે તમારો દાખલો દેખાડી બીજી ઘણી દુઃખી અને દુરાચરણી વિધવા બેહેનોને સુધારીને તમારા જેવી કરી શકશો. તમારા આત્મા ઇશ્વરમાં અર્પણ કરીને તમે સરલ ધર્મના માર્ગમાં પગ મૂકીને ચાલશો, તો તેમાં ગમે તેટલી હરકતો અને પીડાઓ નડશે તે છતાં જગતમાં તમારો જયજય થશે. એ નક્કી સમજી રાખજો."

"હવે બીજું કંઇ પણ હું કહેવા ચાહતી નથી. તમારા જેવી સ્ત્રીઓને આટલું પણ કહેવાની કાંઇ જરૂર નહોતી, પરંતુ આટલા દિવસ સુધી આ સ્નેહભવનમાં તમારી સાથે રહેવાથી પરસ્પર ઘણી પ્રીતિ થયેલી છે તેથીજ આટલી વાતો મેં તમને છેવટે તમને સૌને મારી વિનંતી છે કે-તમારી આ જુની સખી—બહેનપણીના જેજે અપરાધ થયા હોય તે સર્વ ક્ષમા કરજો." આટલું બોલીને શોભના ચુપ રહી.

બીજે દહાડે સવારે શોભનાને કોઇએ જોઈ નહી. ક્યાંથી જુએ તે વનની શોભા વનમાંજ ભળી ગઇ. સ્નેહભવનમાંથી જો કે તે જતી રહી છે, તો પણ આખા આશ્રમમાં ઠેકાણે ઠેકાણે જાણે તેની પવિત્ર મૂર્તિ બિરાજતી હોય તેમ સર્વના અંતઃકરણમાં અને નજર આગળ તે શોભી રહી છે.

## સમાપ્ત.

પત્ર લખી કામ પાડી અનુભવ લેશો.

# ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો

# અમદાવાદ.

આ ઉપરથી સર્વ માસ્તર, મહેતાજી વર્ગને જાણ કરવાની રજા લઇએ છીએ કે ગૂજરાતી સ્કુલમાં ચાલતા તમામ પુસ્તકો ટેકસ્ટ બુકો, ધોરણની નોટો, ડ્રોઇંગ બુકો (કોરીને છાપેલી) એકસર સાઇઝ નોટો રબર, પેનસીલ વગેરે મોટા જથામાં રાખીએ છીએ અને બહા ગામના મહેતાજીઓને ખાસ ભલામણ કરવાની કે એક વખતે કામ પાડી જોવાથી ખાત્રી થશે. ખરીદી માટે જે મહેતાજીઓને નાહક ખર્ચમાં ઉતરી શહેરમાં આવવું પડે છે તે અમારી સાથે કામ પાડવાથી બીલકુલ આવવાની જરૂર રહેતી નથી.

